શ્રી

# પંચાવનનો પોકાર

અને

# છપનનો સપાટો.

રચી પ્રસિદ્ધ કરનાર.

**ધીરજરામ ધનેશ્વર ભટ.**

ડભોલ વાશી.

દુર્જન સહુને દુઃખ દે, સજ્જન કરે છે સાંય;
ઈશ્વર એવાં વીણુ હવે, બીજો નહીં ઉપાય.

અમદાવાદ મધ્યે,

ફોફલની વાડીના મેડા ઉપર શા. કેશવલાલ ગુલાબચંદે
પોતાના શ્રી ચંદ્રપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.

કીંમત ૦—૧—૦.

# પંચાવનનો પોકાર અને છપનનો સપાટો.

## મંગળા ચરણ.

### દોહરા

પ્રણમું શ્રી પરબ્રહ્મને, વન્દું વારંવાર;
વિશ્વ વિષે વૃષ્ટિ થવા, સમરે સૌ કીરતાર. ૧
ચકવો મેઘ થવા ચહે, મોર મેહ ઉચ્ચાર;
સૃષ્ટિ પર વૃષ્ટિ કરો, જીવન જગદાધાર. ૨

### મલ્હાર.

બોલે બોલે દાદરવા ઘન બોલે. એ રાગ
મહારાજા મેઘ કૃપા કરીએ. (૨)
દુનીઆંની અરજ ઉરે ધરીએ.—ટેક
સકળ સૃષ્ટિના સરજનહારા, (૨)
દ્વિકર જોડી ચરણે નમીએ. મહા ૧
રવિ, અગસરને મળતાં વારે, (૨)
જન આદિ શાન્ત ચીતે કરીએ. મહા ૨
અઢી માસ ઉપરાંત થયા છે, (૨)
કહો ધીરજ કેમ હવે ધરીએ. મહા. ૩
પાપી પંચાવન સાલ નઠારી, (૨)
ભુખ દુઃખ તણે ફડકે મરીએ. મહા. ૪
ધીરજરામ કહે મહારાજા, (૨)
હવે મેહેર કરો એમ ઉચરીએ. મહા ૫

## મેઘરાજા કહેછે.

### દોહરા.

કવિ જન મુજને શું કહો, કહો જગતને કાંઈ;
દોષ હમારો નહીં કંઈ, દોષ જગતની માંઈ. ૬
મોટા ખોટા હોય નાં, જુઓ વિચારી જન;
જગ મતલબિયું જાણજો, નહીં મતલબિ પરજન. ૭
આવેથી દુઃખ છે મને, ન આવે દુઃખ હોય;
ઘણું વરસતાં ગાળ દે, ન આવે પણ સોય. ૮
શું મારે કરવું હવે, કહો મુજને કવિરાય;
હું ગભરામણમાં પડયો, પરજન કેમજ થાય. ૯

## કવિ કહેછે.

જગત તમારાં છોકરાં, તમો જગતના તાત;
કુપુત થાએ છોકરાં, પણ નવ હોએ માત. ૧૦
એ કે'વત સમ આપને, અમો વિનવિએ આજ;
રોષ જરિ નહીં રાખતાં, મે'ર કરો મહારાજ. ૧૧

## મેઘરાજા કહેછે.

### દોહરા.

એ મનમાં નવ ધરૂં અમો, પણ વિપરીત બહુ થાય;
બેઠી રાખે બાપ ત્યાં, મુજથી કેમ અવાય. ૧૨
મામો ભાણી ભોગવે, સસરો વહુની સાથ;
નીતી ભંગ થયો ઘણો, નહિં મારે કંઇ હાથ. ૧૩
યજ્ઞ, યાગ સૌ વહી ગયા, નહીં ધરમ કે પુન્ય;
સમ ખાઇને હું કહું; એમાં નહિં કંઇ ન્યુન. ૧૪

આર્ય ભૂમિ ઉપર બહુ, ગૌ બ્રાહ્મણુ બે હાલ;
વળી અનીતી આદરે, અબળા પર તત્કાલ. ૧૫
વણિક લોભિ થઇ ઘર કરે, બ્રાહ્મણ માગે ભિખ;
સુરવીર ક્ષત્રી સુઇ ગયા, શું સુજને દયો શીખ. ૧૬
પૈસા કેરા પંથ સૌ, સૌ પૈસાને ચા'ય;
અમલદાર પૈસા વડે, તોલે છે અન્યાય. ૧૭

## વણીકની છેતરપેંડી.

### મનહર છંદ.

અભણુ ઘરાક એક વણીક નીવાસ ગયો,
કરો નાસુ આપણુ શું બાકી મારે નીકળે;
આજ સુધી લેવડ દેવડ થઇ કેટલી તે,
સમજાવો મુજને નાણું ભરૂં કળે કળે.
વણીક કહેછે ભાઇ ગણી જો હીસાબ તારો,
સોળ પંચ્યાં બ્યાસીની બાકી છે તારી આ પળે;
બ્યાજને વટાવ ગણો ભાવ મોઘો આજ ઘણો,
ગીરવી દાગીનો જે તમારો તે આમાં વળે. ૧૮
અભણુભાઈ તો સુનમુન થઇ ઉભા રહ્યા,
બાપનું આ બારસું કઇ પેરે કાઢું કળે;
ભોગ મારા લાગ્યા કે સંયોગ થયો વણીકનો,
તજુ એ સંયોગ તો તો આપદા સહુ ટળે.
કહે મેઘરાય સા'ય થાય પ્રભુ ત્યારે બચો,
નહીંતો વણીક લોહી ચુસતો કળે કળે;
સાહુકાર ગયા અને સાપના લીસોટા રહ્યા,
દેખી ચરચર ચીત આજ મારૂં આ બળે. ૧૯

# પશુપર ઘાતકીપણું.

## ઇંદ્ર વિજય છંદ.

વિશ્વ વિષે વરસાદ થએ, અન્ન, ફલ, ફુળાદિક પુષ્કળ વાપે,
સૌનું સેર લખ્યું અન ઈશ્વર, કેમ કરી જન કોપ ઉથાપે;
એ ઉપરાંત અનેક આહારનું, સાધન શ્રેષ્ટ રચ્યું જગ બાપે,
તોપણ મસ્ત જનો જીવને, હણતાં જરીએ નહીં અંતર કાંપે. ૨૦

## દોહરા.

દયા ધરમનું મૂળ છે, પાપ મૂળ અભિમાન;
સઘળા જીવને જાણવા, સરખા એક સમાન. ૨૧
સૌમાં એક વસી રહ્યો, સૌને લાગે ભુખ;
જન, પક્ષિ, પશુ ઝાડમાં, ભુખ દુઃખ ને સુખ. ૨૨
આ સમય કહું એટલું, સમજો સમસ્યા માંહ;
ઘણી અનીતી આદરે, અમે વરસશું નાંહ. ૨૩
તરફડિયાં મારી તમો, તજશો તુરતજ પ્રાણ;
જીવ હણતાં જે હરખતા, એનું એ એંધાણ. ૨૪
છાનાં છપનાં બહુ કરે, વિધવાઓ ગર્ભપાત;
એથી અવનીપર અમો, નહીં આવવા ચા'ત. ૨૫
કહો હવે કહું કેટલું, જરી કથ્યું નહિં જાય;
હજુનિતિ છે ત્યાં સુધી, ચીત આવવા ચાય. ૨૬
મા દિકરીને ગાળ દે, ક્યાં ગઈ રાંડ, છિનાળ;
એથી આ દુનિયાં વિષે, કેમ પડે નહિં કાળ. ૨૭
જુઠ, અધરમ ઝાઝો વધ્યો, વળી પેચ, પરપંચ;
સહુ વિદ્યા જરમન ગયા, જેના નિકળ્યા સંચ. ૨૮
બુદ્ધિ, બળમાં વધી પડયા, એ રૂડા ઈંગ્રેજ;
હાય ? હિન્દુઓનું ગયું, સઘળું સાચું તેજ. ૨૯

વધ્યા રોગ વેપાર નહિં, પ્લેગ પછાડી થાય;
માર માર કરી માનવિ, હિન્દ ખલાસ કરાય. ૩૦
એ અવસર સમજી અમો, વરસ્યા નહિં તલમાત્ર;
દુઃખ ભેગું દુઃખ ઠેલવું, ઢીલાં કરવાં ગાત્ર. ૩૧

## કવિ કહેછે.

### લીલી લીલી ગલાંની વાડી. એ રાગ.

ઢીલાં ગાત્ર ઢળી ગયા ઢંગ, અમારા આજેરે;
મેઘરાય કરો ક્યારે મેહેર, ગડુડુડુ ગાજેરે. ૩૨
વાવેતર ન કરાવ્યું કાંઈ, વરસ કેમ જાશેરે;
હાય જુલમ વરતાયો કેર, વલેશી થાશેરે. ૩૩
ઘેર ઢોર ઢાંખરનું જોર, મનુષ પણ ઝાઝાંરે;
મોટા મોટા જનોનાં માન, ઉતરશે માઝારે. ૩૪
આંબા મહુડા લીંબડાનાં પાન, લાવી લાવી થાકયારે;
જ્યાં ન મળતાં હશે કંઇ વૃક્ષ, તેનાં પુરાં પાકયાંરે. ૩૫
કાંદા ખોદી ખોદી થાકયા હાથ, હવે કેમ કરીએરે;
દુઃખ દેખ્યું જરી નહીં જાય, ઝુરી ઝુરી મરીએરે. ૩૬
ભોગ લાગ્યા વીઆણી છે ભેંસ, ખાવા સૌ ખુટયુંરે;
ભીલાં લોકની બગડી નજર, એ આવ્યું કે ત્રુટયુંરે. ૩૭
રાતે નીરાંતે નહીં ઉંઘાય, દીવસ નહીં ધંધોરે;
વરસ દોઢ કઇપેરે જાય, જરૂર જોઇએ બંધોરે. ૩૮
નામદાર સરકારનું રાજ, પુરણ પ્રિત પાળેરે;
રૈયતપર રાખી રેહેમ, આબાદી સંભાળેરે. ૩૯
ગમે તેમ ગણો પણ મેઘ, રાજા બહુ બળીઆરે;
એમના વિના પણ ઇંગ્રેજ, સહુ ખળભળીઆરે; ૪૦

માટે મેઘરાયા કરો મેહેર, ત્યારે લીલા લેહેરરે;
સૌને આનંદ આનંદ થાય, ઓચ્છવ ઘેર ઘેરરે. ૪૧
ભટ ધીરજરામની અરજ, દયા દીલ ધારોરે;
જાણી જગ્તનું ઝાઝેરૂં દુઃખ, પ્રેમે શું પધારોરે. ૪૨

## કાણીયા વરસાદનાં કૃત્ય.

અરજી સાંભળોને સરકાર.—એ રાગ.

કાણીએ કીધો અજાયબ કેશ,
ઓણુસાલ કોરો રાખ્યો આ દેશ.—ટેક.
પુરવ ભણી મુખ કરી પોતાનું,
ઉભો હરામી નરેશ;
જમણી આંખથી જરી દેખે નાં,
લાજ નહિં લવલેશ. કાણીએ. ૧
જયાં જયાં દેખે ત્યાં જોર કરે ઝાઝું,
વરશી રહયો છે હમેશ;
આ દેશનાં જન આકળાં કર્યાંને,
ઘુમો પડાવી છે બેશ. કાણીએ. ૨
પાપી પંચાવન સાલમાં પધારી,
કીધાં નરમ સૌ ઘેશ
નજર શનીશર સરખી દીસે,
એનું મોઢું છે કાળું મેશ. કાણીએ. ૩
ગાજવું ન વીજવું ને સુનમુન રેહેવું,
વાદળમાં રહીને હુમેશ;
પક્કો વિચાર એનો સમજી લેજો સૌ,
દગો કરવાનો આ દેશ. કાણીએ. ૪

કાણીઆ કુંવારો આ કાઢે ધુંવારો,
કે'છે હું સૌને મારેશ;
દગો કરીને હું દુનિઆં ડુબાવું,
લોભીના ઘરમાં ભરેશ. કાણીએ. ૫
લીલો, સુકો હું દુકાળ પડાવી,
મનમાં અતી મલકેશ;
ઘાસ, અનાજ કશું પાકવા દઉં નહીં,
ઉંધો મારે ઉપદેશ. કાણીએ. ૬
વ્રષ્ટિવિના સૃષ્ટિ મારે તરફડીઆં,
મારે મન નહીં લવલેશ;
વૃષ્ટિ કરીને પણ સૃષ્ટિના જાણજો,
ઉખેડું માથાના કેશ. કાણીએ. ૭
ધીરજરામ કહે ધરો ધીરજ સો,
સોના બેલી પ્રભુ શેષ;
અનંત કાળથી આ સૃષ્ટિ આવે ચાલી,
કાણીઆ તું જખ મારેશ. કાણીએ. ૮

## દોહરો.

ઓણુસાલ વરસાદની, આંખ કાણી છે એક;
કાણાની સંગત થકી, પામ્યા નાશ અનેક. ૯

## બેની લડાઇમાં તીજાનો ઘાણ.

### મનહર છંદ.

વાયરોને વરસાદ બને પડયા વાદ માંહીં,
દુનિઆંની દશા કેવી દુબળી દેખાય છે;

વરસાદ વાદળને ઘેરી ઘેરી લાવે તહીં,
વાયરો સપાટે દુર કરી હરખાય છે.
કદી વરસાદ ખુંદ નાંખવા હિંમત ધરે,
વાયરાની આગે તો એનાથી ન અવાય છે;
કહે છે ધીરજરામ મોટાની લડાઇ માંહીં,
દુનિઆં બિચારી કેવી ઢેપાં ધુળ ખાય છે. ૧
વાયરો કહે છે અલ્યા વરસાદ પરગજુ,
તારા પાણી થકી અન, ફળ, ફુલ થાય છે;
નવા જીવ ઉભા થાય, પૃથવી લીલી દેખાય,
તેને દેખી દેખી તારૂં ચીત હરખાય છે;
પણ ઓણ સાલ તુને કેવું હું દેખાડી આપું,
સકળ સૃષ્ટિમાં સૌ વાયરોજ ખાય છે;
કહે છે ધીરજરામ મોટાની લડાઇ માંહીં,
દુનિઆં બિચારી કેવી ઢેપાં ધુળ ખાય છે. ૨

## રાજા.

ઓણ સાલ વીઘોટી, વેરો કે વજે ઉપજવા,
આશ નહીં એથી મોટા રાજા અકળાય છે;
નોકર, ચાકરને પગાર ક્યાંથી આપવાને,
સરકાર આંકડાનું શેને પુરૂં થાય છે;
ઘોડાં ઘેર રાખી ઘણાં મોટા રાજા બની બેઠા,
ઘાસ, ચંદી વીના ઘોડાં ખુંખારાજ ખાય છે;
કહે છે ધીરજરામ મોટાઓને મોટી પીડા,
મારી લપડાકો મોઢું લાલતો રખાય છે. ૩

## સરાફ.

સરાફ કહે છે હવે શેઠાઇ રહેવાની નથી,
ધીરેલાં જે નાંણાં તે તો ધુળધાણી થાય છે;
વ્યાજ ખાવા ગયા પણ લાજ રે'વી કઠણ છે,
આજનો સમય જુઓ મહા દુઃખદાય છે.
ચોપડા તપાશી જુઓ હુકમનામાંને રૂએ,
આબરૂના કાંકરાની વખત જણાય છે;
કહે છે ધીરજરામ મોટાઓને મોટી પીડા,
મારી લપડાકો મોઢું લાલ તો રખાય છે. ૪

## વેપારી.

વેપારી કહે છે હવે વેપારમાં કસ નથી,
રસ કસ ગયા રણ માથે તો તણાય છે;
દુનિઆમાં દેવા જેવું દુઃખ નહીં બીજું કોઇ,
એથી ભુંડી ભુખ શેર લોહી તો સુકાય છે.
ઘરાક કહે છે શેઠ ખાવા આપો ઓણ સાલ,
નહીંતો ઘરાકી આ તમારી તુટી જાય છે;
કહે છે ધીરજરામ શેઠને તો વેઠ પેઠી,
ઘરાક ન સાચવે તો નાણાં ખોટાં થાય છે. ૫

## બ્રાહ્મણ.

બ્રાહ્મણ કહે છે ભલી વિદ્યા ભુલ્યા ભાઇ અમો,
ભીખ માગવાને ઘેર ઘેર ભટકાઇએ;
માન તોલ અમારાં જે આગળનાં એ તો ગયાં,
આજ ટકે ત્રણ શેર અમો અથડાઇએ.
દુધપાક પુરી અને લાડવાની લે'ર ગઇ,
ગોરાણીના મારખાઇ અમે અકળાઇએ;

કહે છે ધીરજરામ પાપી આ પંચાવનામાં,
ઘરાઈ ઘરાઇને જરૂર ધોકા ખાઇએ. ૬

## ખેડુત.

ખેડુત કહે છે મારૂં ખાતર ખરાબ કર્યું,
વળી વણસ્યું છે બીજ વેરી આણુ સાલમાં;
બળદની કીંમતની ઉઘરાણી આવી લાગી,
ખાવા ઘરમાંહી નહીં ફરૂં હું બેહાલમાં,
પાકેલું અનાજ પેર સાલનું જે હતું તે તો,
લીલાચંદ લેઇ ગયા બન્યો હું બેતાલમાં,
કહે છે ધીરજરામ ખેડી ખેડી મરે ખેડુ,
કાઠા ઘઊં પાકે પેશ, છાશ છે કપાળમાં. ૭

## સીપાઈ.

બા'દુરી કરકે મેને બો'ત કામ કીએ બડે,
લડાઇમેં જાયકે આ ફ્રીત લગવાઇહે;
નોકરી ઉઠાયકે પગાર બો'ત પાએ ફીર,
ખર્ચ જ્યાદે હોતહે ન પાઇતો બચાઇહે.
બાલ બચ્ચે ઓર બીબી સબકું પોલાવ ચઇએ,
કઠીન જમાના દેખો પુરી એ ભવાઇહે;
કે'તહે ધીરજરામ સુમરો અલ્લાકું સબ,
છપનેકી સાલમેં એ બુરી મોત આઇહે. ૮

## દક્ષણી.

કાય આતા કરાવા મી મુળગા મરૂં ન જાઇ,
પાઉસ ન પડલા મી કુઠે કેલ ચાકરી;
સોલા હાથ સાડી મુજ બાયકો લા પાઇજે,
કોણુતરી સાંગું મી શીવા સપથ વાપરી.

ચીકલ ન ઝાલાતો કસાલા ધીર ધરૂં મન,
પુરણ પોળીચી આશ કશે તુપ વાપરી;
મણુત ધીરજરામ દક્ષણીલા ફાર દુ:ખ,
મીરચ ન મીળલી જવત કશી ભાકરી. ૯

ડાક્ટર.

કહે ડાકટર દુ:ખ દુનિઆમાં વધે તેમ,
દવા દારૂ વાપરવા ચિત હરખાવતા;
અંદરની કોણ જાણે ઉપરનો ડોળ કરી,
મંદગી જોવાને કાજ નાડીઓ દબાવતા.
પ્લેગ જેવા રોગ પડે પછાડી ત્યાં નાસે લોક,
ઠેર ઠેર કોરન્ટાઇન છાપરાં ઠરાવતા;
કહે છે ધીરજરામ કાળમાંથી નાસતાને,
ડાક્ટરો કાળરૂપ અધર ફસાવતા. ૧૦

ઢેડ.

ઢેડીઆં કહે છે ધનભાગ્ય આપણાં છે ઓણ,
મરે ઢોર ઝાઝાં તેથી મન મલકાઇએ;
ચોમાસુ છતે કુવાનાં કોસડાં મંડાય એથી,
રૂપીઆંની હાર ગણી ગણી હરખાઇએ.
કાઠું વર્ષ આવ્યું એથી આવ જાવ ઓછી થઇ,
વેઠને બેગાર લઈ કયાંઈ નહીં જાઇએ;
કહે છે ધીરજરામ ઢેડીઆંને ધામધુમ,
અને ઢોરવાળા કહે અમો અકળાઇએ. ૧૧

દોહરા.

જનમ્યા તો જાશું સહી, રહે જગતમાં નામ;

આપ મુવે પિછે ડુબ ગઇ, દુનિઆં ફનામુકામ. ૧
દુનિઆંથી દાતા ગયા, ગયા સુરવીર સત્ય;
પાપી આ પંચાવને, કાળની કરી અગત્ય. ૨
દાતા કરણ સમા નહીં, ભીમ સુરવીર ભૂપ;
હરિશ્ચંદ્ર સત વાદિઆ, રાજા ગયા અનૂપ. ૩
ભકિતમાં ધરી ભાવને, ભજીઆ જેણે રામ;
નરસી, પીંપો, રોહિદા, નહીં જાતનું કામ. ૪
આજ ગુલામ ઘણા થયા, લુણ હરામી ખોર;
બુંદ પડે નહીં પૃથ્વિપર, વાદળ રહે ઘમઘોર. ૫
પૈસાથી પાણી ચડે, સાત માળપર સેંજ;
હુનર કળાની હદ નહીં, એવા આ ઇંગરેજ. ૬
વાદળ ઉપજાવી નવાં, રેલમછેલ કરેલ;
મુમ્બાઇ માંઇ પ્રયોગમાં, એક ઇંગ્રેજ ઠરેલ. ૭
પ્રયોગ પૃથ્વિપર ખરા, પણ તે નહિં કરનાર;
કરનારા નર કયાં ગયા, છોં દિલગિરી ધરનાર. ૮
હશે પૃથ્વિપર કોઇક નર, ધરા વાંઝણી નોંય;
બાહુજ રત્ન વસુંધરા, ખોજ કરી લ્યો જોય. ૯
પણ ઇશ્વર કૃત આ દિસે, સમજાવા સૌ આજ;
ચોમાસું કોરૂં ગયું, નફૂટને શી લાજ. ૧૦
ધરમાદા આપે અને પાછું ખેંચવા ચાય;
કે'વો એને ન્યાય કે, કે'વો એ અન્યાય. ૧૧
જ્યાં અન્યાય વધી પડે, વદિએ કશુ ન વેણ;
ઈશ્વર બેલી સરવના, કાઢે સૌનું ફેંણ. ૧૨
ઘાના પાપે પીંપળો, બળે કે'વત એ સત્ય;
મંઝા બાળ ઉગારિઆં જુઓ પ્રભુની ગત્ય. ૧૩

માટે ધિરજ ધારીને, ધરો હરીનું ધ્યાન;
તજી સહુ અભીમાનને, ભજો સહુ ભગવાન. ૧૪
દ્રોપદિને બેસી થયા, પૂર્યાં સભામાં ચીર;
મામેરૂં મેંતા તણું, ધાર્યે ધારણ ધીર. ૧૫
બનવાનું સેજે બને, કર્યું કશું નવ થાય;
અકળ ગતી ઈશ્વર તણી, કોઈથી નહિ કળાય. ૧૬
ધીરજરામ ધરિ ધિરને હરદમ રહે હુંશિઆર;
પ્રભુ પ્રણામ તને કરૂં, લીલા અપરંપાર. ૧૭

## ગરબી.

આવજો, આવજો આવજોરે——એ રાગ.

થાયછે થાયછે થાયછે રે,
જગમાંહીં જૂલમ ઝાઝો થાય છે.
મેધવિના આ જીવ ગભરાય છેરે—ટેક.
સંવત ઓગણી પંચાવન સાલે,
દુનિઆં બેહાલ જણાય છે રે. જગ.
નક્ષત્ર સઘળાં નરમ થયાં હવે,
મઘા તો કોરા ગણાય છે રે. જગ.
જેઠ, અસાડ આડધો શ્રાવણ ગયો હવે,
અંધારૂં કઈ પેરે જાય છે રે. જગ.
ધણી મારીને યારને જીવાડે,
નફ્ટ નારીઓ જણાય છે રે. જગ.
એનો કદી કેશ ઉભો થયો તો,
કોરટથી નારીઓ બચાય છે રે. જગ
ઘરના માલીકતો રખડતા ફરેને,
બીજા માલીક બની જાય છે રે. જગ.

દોષ ન દેશો કોઈ રોષ ન ધરશો,
લક્ષ્મિ દેખીને લલચાય છે રે. જગ.
જર, જમીન અને જોરૂના ઝગડા,
સુમત માંહીં તણાય છે રે. જગ.
સાચ વિના સૃષ્ટિમાં વૃષ્ટિ ન થાય કદી,
આવરદા ઓછો મનાય છેરે. જગ.
થોડા જીવન સારૂ જુઠ વધ્યું ઝાઝું,
કળીનું કામ વખાણાય છે રે. જગ.
કળી બિચારો કાંઈ નવ જાણે,
જગમાં ફજેતી કુટાય છે રે. જગ.
કરતા અજબ ખેલ કરી આ દેખાડે,
સમજુને મન સમજાય છે રે. જગ.
ઓછી અક્કલના આંધળા બિચારા,
સાગરમાં ભટકાય છે રે. જગ.
આવાં વરસ કદી નજરે ન જોયાં,
ચિત એથી છટકાય છે રે. જગ.
મોટા જનો વેણુ જુઠાં વદે છે,
વરસાદ સોગન ખાય છે રે. જગ.
નીર અપરાધીને નાંખવા કુવામાં,
મસ્ત જનો મલકાય છે રે. જગ.
સાચા બોલી જેના શ્રીપતિ સમજું,
મારૂં ત્યાં મન હરખાય છે રે. જગ.
દુનિઆંને શીર હજું બોજો સમજવો,
સાત ગ્રહો ભેગા થાય છે રે. જગ.
કારતકે નવું વર્ષ કોણુ કાજ આવ્યું,
સ્વપનમાં શું સમજાય છે રે. જગ

લસ્કરનો ભેદ સહુ ખેદ કરો શાને,
નજરાં આગે આ દેખાય છે રે. જગ.
ધનવંતર સુત ધીરજરામની અરજ આ,
પરમારથ કાજ ગવાય છે રે. જગ.

## ગરબી

દુનિઆમાં દુઃખ અપાર, કહો કોને કહીએ;
સૃષ્ટિના સરજનહાર, તુજ શરણે રહીએ ટેક
દેવ સમાન દીસે ગાયો તે, રૂપીઆમાં વેચાયરે;
તીસ રૂપીએ ચાર થઈ ત્યાં, કહો ગાયો શું ખાય કહો ૧
અનાજ મોંઘુ થયુ અને સૌ, ધંધામાં નહીં સારરે,
જન સઘળાંના જીવ અધર છે, દુનીઆં દુખી અપાર.કહો ૨
જન અપરાધ સામું નવ જોશો, દીન બંધુ દયાળરે;
કરૂણાનિધનું બરદ બજાવા, હાંકી કાઢો કાળ. કહો ૩
પીપ ચડયાં પાણીનાં ગાડી, રૂપીઆનાં દશ શેરરે;
પાણી વિના તરફડીઆં મારે, આ શો અકરા કેર. કહો. ૪
ઉતમનો ક્ષણ કોપ રહે છે, પણ આ શું કહેવાયરે;
કર જોડીને કરગરી કહીએ, હવે પ્રભુ બહુ થાય. કહો. ૫
તારી સૃષ્ટિ તું સંહારે, તું ઉતપન કરનારરે;
લાજ તમારી તમને વાહાલી, નોંધારાં આધાર. કહો ૬
સહન નથી થાતું સુખદાતા, દુઃખને કરજો દુરરે;
અંતરજામી આપ વિનાતો, કોની છે મગદુર. કહો. ૭
જગત વિષે જનમીને જાચું, ભકિત દયો ભરપુરરે;
સુમતિ સુખ આપો દુઃખ કાપો, વિનતિ આપ હજુર. કહો૮
જઠરા અગની જોર કરેને, કાળજું કંપી જાયરે;
પગની નસો છટકવા લાગી, ડગલું નહીં ભરાય. કહો ૯

પિતા પુત્રીને વેચ્યા પોતાનું, ઉદ્દર ભરવા મ્હાયરે;
મરવું એથી અરે મજાનું, લાગો ઉદરમાં લ્હાય. કહો ૧૦
અન્ન, પાણી ને ઘાસ તણો આ, દીસે આજ દુકાળરે,
મેઘરાયની મેહેર વિનાતો, મોઢે નિતરે લાળ. કહો ૧૧
ધીરજરામ ધીરજ રે'વાને, ગુણ પ્રભુના ગાઓરે;
ગજની વારે ધાયા એવા, જગની વાહારે ધાઓ. કહો ૧૨

## દોહરો.

ગજને ઉલટું વાંચતાં, જગ સમજાએ જેહ,
વા'ર કરો વિઠ્ઠલ હવે, વરસાવી દયો મેહ. ૧૩
કરવાનું છે કાંઇને, કરો ઉપાયો કાંઇ;
પાણી ખુબ વલોવતાં, માખણ નિકળે નાંઇ. ૧૪
પરમારથ કારજ કરો, સરસે સઘળાં કાજ;
એ કારણ આ તનમન, દીધાં શ્રી મહારાજ. ૧૫
૧ ૮ ૫ ૫
શશી, નાગ, શર, ભુતની, સાલ શ્રાવણ શુભ માસ;
સુદ પુનમ સોમવાર દી, પુરણ થયો પ્રકાશ. ૧૬

---

અચ્યુતં કેશવં રામ નારાયણં.
કૃષ્ન દામોદરં, વાસુદેવં હરે;
શ્રીધરં માધવં, ગોપિકા વલ્લભં,
જાનકી નાયકં, શ્રીરામં ચંદ્રં ભજેત.
બોલો શ્રી રામચંદ્ર દેવકી જય.



# જાહેર ખબર

ધનવંતરિ કાવ્ય સુધા અમારે ત્યાંથી રોકડી કીમતે મળશે, હવે જુજ નકલો બાકી છે.

| | |
|---|---|
| પાકા પુંઠાની કીમત | રૂ. ૦-૧૦-૦ |
| કાચા પુંઠાની કીમત. | રૂ. ૦-૫-૦ |
| ટપાલ ખરચ | રૂ. ૦-૩-૦ |

આ પુસ્તક અનુભવ કરવા યોગ્ય છે.

ઠેકાણ--મહીકાંઠા } ધીરજરામ ધનેશ્વર ભટ્ટ.

અમનગર—પાટ } આપશ્રીના કામદાર.

